

realpatidar.com
શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન
સમાજ યુવક મંડળ તરફથી
સેવા, સંગઠન અને સહકારનો ઉચ્ચ
આદર્શ રજુ કરતું પ્રાણવાન
માસિક
જાગૃતિ
શ્રી ઉમીયાય નમઃ
તંત્રી : કાન્તિભાઇ કે પટેલ બી. એ.
વર્ષ : ૨૧ અંક : ૯ સપ્ટેમ્બર ૧૯૭૯
realpatidar.com


realpatidar.com
શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન
સમાજ યુવક મંડળ તરફથી
સેવા, સંગઠન અને સહકારનો ઉચ્ચ
આદર્શ રજુ કરતું પ્રાણવાન
માસિક
જાગૃતિ
શ્રી ઉમીયાય નમઃ
તંત્રી : કાન્તિભાઈ કે પટેલ બી. એ.
વર્ષ : ૨૧ અંક : ૯ સપ્ટેમ્બર ૧૯૭૯

卐  卐

*** માસિકના નિયમો ***

- દર અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થશે.
- વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૧૦), પરદેશમાં શિલિંગ ૨૦ અને છૂટક નકલ કિંમત ૧ રૂા. આજીવન સભ્ય ફી દેશમાં રૂા. ૧૦૧) પરદેશમાં રૂા. ૧૨૫) નવા ગ્રાહકોનું લવાજમ તા. ૧લી જાન્યુઆરીથી અથવા તા. ૧લી જૂનથી ચાલુ રાખવામાં આવશે.
- પત્ર—વ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર તેમજ પોતાનું પુરેપુરું સરનામું લખવું જરૂરી છે.
- કોઈ પણ લેખ વિશેની જવાબદારી લેખ મોકલનારના શિર પર રહેશે.
- લેખ હમેશાં સારા અને સુવાચ્ય અક્ષરે કાગળની એક બાજુ લખી મોકલવા.
- લેખ પરત મેળવવા ઈચ્છતા લેખકોએ જવાબી ટીકીટ ખર્ચ આપવાનું. રહેશે.
- કોઈપણ લેખક ભાઈ અગર બહેન પોતાનો લેખ છપાવવો જ જોઈએ એવો આગ્રહ રાખી શકશે નહિ.
- દરેક ગ્રાહક મિત્રો તેમનાં બાકી રહી ગયેલાં લવાજમો વહેલી તકે મોકલી આપે.
- "જાગૃતિ" આજીવન સભ્ય તેમજ જૂના કે નવા વાર્ષિક ગ્રાહકો જેમને માસિક નિયમિત ન મળતું હોય, સરનામું બરાબર ન હોય, અગર બીજું કંઇ પણ સૂચન હોય તો કાર્યાલય પર તુરત જ પત્ર લખી જણાવે તેવી નમ્ર વિનંતી છે.





આદ્ય સુધારક અને પાટીદાર સમાજને જાગૃત કરનાર

**પટેલ નારાયણભાઈ રામજીભાઈ લીંબાણી**

[ વીરાણી-કચ્છ ]

જન્મ : સંવત ૧૯૩૯ વૈશાખ પૂર્ણિમા

સ્વર્ગવાસ : સંવત ૧૯૯૭ આસો વદ ચૌદસ

# અનુક્રમણિકા

# તંત્રી સ્થાનેથી........

## સંસ્કૃતિ પૂજન

સંસ્કૃતિ એટલે સમ્યક્ કૃતિ! વિશ્વનિયંતાએ નિર્માણ કરેલી અનંત કૃતિઓમાં શ્રેષ્ઠ કૃતિ કઇ ? આ પ્રશ્નનો ઉત્તર શોધતાં મનુષ્ય જ એ ગૌરવભર્યું બિરુદ મેળવશે, એ નિઃશંસય વાત છે. ભગવાને ગીતામાં માનવને **મમૈવાંશઃ** કહીને પોતાના જ એક અંશ તરીકે બિરદાવ્યો છે. આંગ્લ કવિ શેક્સપિયરે પણ 'Man is made in the image of God.' એમ કહીને માનવનું ગૌરવ વધાર્યું છે

પરમેશ્વરની આ શ્રેષ્ઠ કૃતિ–માનવને સદૈવ શ્રેષ્ઠતાના ઉન્નત શિખર પર સ્થિર રહેવાનું માર્ગદર્શન આપતી, આપણા ઋષિમુનિઓએ સર્જેલી વિચારપ્રણાલી તેમજ તદનુકૂલ આચારસંહિતાનો પણ કાળક્રમે સંસ્કૃતિમાં સમાવેશ થયો. વિચારોનો વિસ્તાર અનવધિ કાળમર્યાદામાં સાચવવો સુકર ન હોવાથી તે મહાન વિચારોએ સૂત્રોનું રૂપ લઇ આત્મસંરક્ષણની યોજના સાધી લીધી એ વિચાર–સૂત્રો જ પાછળથી યથોચિત પ્રતીકોમાં પરિણમ્યાં. આચારસંહિતામાં રહેલી શુષ્ક ઉપદેશની જડતા દૂર કરવા શાસ્ત્રકારોએ વિભિન્ન પ્રકારના ઉત્સવો સર્જ્યા ઉત્સવના ઉમંગમાં આચારપાલન સહજ અને સરસ બન્યું યોગ્ય અર્થમાં જો પ્રતીકો સમજાય અને ઉત્સવો ઉજવાય તો સંસ્કૃતિ કોઇ પણ કાળે પુનર્જીવિત થાય. પ્રતિકોમાં બુધ્ધિનો વૈભવ દેખાય છે તો ઉત્સવોમાં ભાવનો પ્રવાહ વહેતો જોવા મળે છે. પ્રતીકોમાં બુધ્ધિની ખિલવણી છે. તો ઉત્સવોમા હૃદયની કેળવણી છે. આજની ભાષામાં કહેવું હોય તો પ્રતીકો એ સંસ્કૃતિનું વિચારવિજ્ઞાન છે, તો ઉત્સવો એ વિચારોને સહજ રીતે આચારમાં લાવવાની કલા છે. માનવ એ ભાવ અને બુધ્ધિયુક્ત પ્રાણી હોવાથી ઉત્સવો અને પ્રતીકો બંને તેના જીવન ઘડતરમાં અમૂલ્ય એવો ફાળો આપે છે. ભાવ અને બુધ્ધિ જીવનમાં એવા સમિશ્રિત થયેલા છે કે એમને જુદા પાડીને જોવા મુશ્કેલ છે અને તેથી જ કેટલાક પ્રતીકો અને ઉત્સવોને પણ અલગ પાડવાનું અશકયવત્ ભાસે છે.

અંગ્રેજીમાં સંસ્કૃતિ માટે Civilisation તેમજ Culture એમ બે શબ્દો વપરાય છે Our civilisation is what we use and our culture is whate we live' આપણા પ્રતીકો અને ઉત્સવોને સભ્યતા કરતાં સંસ્કારો જોડે ગાઢ સંસ્કાર સર્જનમાં એ સાંસ્કૃતિક તત્ત્વોનો ફાળો અતિ પ્રશંસનીય છે.

સંસ્કૃતિને દેશકાળની મર્યાદાઓ નડતી નથી. સંસ્કૃતિ કેવળ પ્રાચિનતા કે અર્વાચીનતાના નાદમાં ન પડતાં તેમાં રહેલી શ્રેષ્ઠતાનો નિઃસંકોચ સ્વીકાર, એ જ બુધ્ધિમાન મનુષ્યોનું લક્ષણ છે. મહાકવિ કાલિદાસે યોગ્ય જ કહ્યું છે.—

'पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम् ।
संतः परिक्ष्यान्यतरद् भजन्ते मूढः परप्रत्ययनेय बुद्धिः ॥'

'સારાસાર વિવેક ખોઇ બેઠેલો માનવ, સંસ્કૃતિના તત્ત્વોમાં રહેલા સત્ત્વને સમજ્યા વગર નિરર્થક વાતો માટે દુરાગ્રહી બની ભટકતો જોવા મળે છે,

'પુરાણી પ્રથાનો છે કંટાળો એને, નવી સભ્યતાથી ભટકતો રહ્યો છે;
પ્રવાહે સમયના વહી એ રહ્યો છે, પ્રભુ જાણે! માનવ જઈ કયાં રહ્યો છે?'

ભારતનું એ સૌભાગ્ય છે કે વિશ્વને ચિરંતર માર્ગદર્શન આપી શકે તેવી સંસ્કૃતિ અહીં વિકસી. ભારતીય સંસ્કૃતિ એટલે વેદમાન્ય તેમજ વ્યાસમાન્ય સંસ્કૃતિ! માનવ માત્રને તેની સમસ્યાઓનો ઉકેલ ભારતીય સંસ્કૃતિક વિચારધારામાંથી સાંપડી શકે તેમ છે, પરંતુ દુઃખની વાત છે કે એ સંસ્કૃતિની મહાનતાને સમજી ન શકનારો આજનો ભારતવાસી પોતાના પ્રશ્નોનો ઉકેલ શોધવા વિશ્વભરમાં ભટકી રહ્યો છે.

'મહત્ સંસ્કૃતિને ભૂલી એ ગયો છે, સહજ પ્રકૃતિથી વિખૂટો થયો છે;
ગલત વિકૃતિમાં ફસાઇ રહ્યો છે, પ્રભુ જાણે! માનવ જઇ કયાં રહ્યો છે?'

આજના કાળમાં સૌથી પહેલાં તો આપણામાં ભારતીય સંસ્કૃતિ માટે અસ્મિતા નિર્માણ થવી જોઇએ, તેમજ 'હું ભારતીય છું'' –એ વાતનું ગૌરવ લાગવું જોઇએ. 'ભારતમાં જન્મ મળ્યો એ મારું સૌભાગ્ય છે' —એ ભાવના જો દૃઢ થાય તો જ માનવ, સંસ્કૃતિનું યોગ્ય અર્થમાં પૂજન કરી શકે. પૂજનમાં સમર્પણ ગૃહિત છે. સંસ્કૃતિ જો મને ગમે તો જ હું તેને ચરણે મારું જીવન ભાવપૂર્ણ અંતઃકરણથી સમર્પિત કરું સંસ્કૃતિના તત્ત્વોને જીવનમાં સાકારિત કરવાનો પ્રયત્ન કરવો તેમજ સાંસ્કૃતિક વિચારોને વિશ્વના ખૂણે ખૂણે પહોંચાડવા કટિબધ્ધ થવું એ જ સાચું સંસ્કૃતિ—પૂજન છે. ઉત્સવો અને પ્રતીકો પાછળ રહેલા સાંસ્કૃતિક રહસ્યોને જાણીએ, માણીએ, જીવીએ અને તેની સુવાસને સકલ સૃષ્ટિમાં પ્રસરાવીએ એવી શકિત, વૃત્તિ અને બુધ્ધિ ભગવાન યોગેશ્વર સૌને બક્ષે એ જ અભ્યર્થના!

—સંસ્કૃતિ – પૂજનમાંથી સાભાર

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવકસંઘ
# દ્વિતીય કારોબારી સભા અમદાવાદ

**તા. ૨૪, ૨૫, ૨૬ ઓગસ્ટ–૧૯૭૯**

ઉપરોકત દિવસો દરમિયાન સંઘની દ્વિતીય કારોબારી સભાની મીટીંગમાં તા. ૨૪–૮–૭૯ ના રોજ સંઘના પ્રમુખશ્રી ખીમજીભાઈ લખમશીભાઇ કલકત્તાના પ્રમુખસ્થાને સંઘના પ્રમુખશ્રી તેમજ ઉપ–પ્રમુખ શ્રી રતિલાલ એલ. પટેલે પદગ્રહણ કર્યા બાદ શ્રી અ. ભા. ક. ક. પા. સમાજના પ્રમુખશ્રી ખીમજીભાઇ નાગજીભાઇ પટેલ મથલ, શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ, ગુજરાત ધનસુરાના માજી પ્રમુખ શ્રી હીરજીભાઇ કરશનભાઇ પટેલ વિષ્ણુપુરાકંપા તેમજ હાલના પ્રમુખશ્રી સામજીભાઇ એસ. પટેલ વડાગામ, શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, અમદાવાદના પ્રમુખશ્રી જેઠાભાઇ પી. પટેલ તેમજ સંઘના માજી ઉપપ્રમુખ શ્રી કરશનભાઇ માવજીભાઇ પટેલ, નાગપુરના અતિથિવિશેષ પદે મીટીંગની શરૂઆત કરવામાં આવી હતી.

સંઘના કાર્યકારી મહામંત્રી શ્રી અખેરાજભાઇ પી. પટેલ દ્વારા આમંત્રિત સભ્યોનું હાર્દિક સ્વાગત કર્યા બાદ, શ્રી આર. એસ. ઘેળુ વિદ્યાર્થી ભવન, ધનસુરાના ગૃહપતિ શ્રી વાડીભાઈ કે. પટેલને પ્રાર્થનાનો અનુરોધ કરવામાં આવતાં **या कुन्देन्दु तुषार हार धवला** સરસ્વતીની પ્રાર્થનાથી સભાની કાર્યવાહી શરૂ કરવામાં આવી.

શરૂઆતમાંજ શ્રી કચ્છ ક પા. સમાજ, અમદાવાદ તેમજ યુવક મંડળ, અમદાવાદના પ્રમુખશ્રીઓ સર્વશ્રી જેઠાભાઇ પી પટેલ તેમજ શ્રી હીરજીભાઇ પટેલ દ્વારા સંઘની મીટીંગમાં હાજર રહેલા સૌનું અમદાવાદના આંગણે ઉપસ્થિત રહેવા ગૌરવભેર અભિવાદન કરવામાં આવ્યું.

ત્યારબાદ બાલાઘાટ (મ. પ્ર.) નિવાસી પટેલ ઇશ્વરભાઇ લાલજીભાઇએ યુવકસંઘનું સ્વાગત કરતાં હરખાય અમદાવાદ રે. ગીત દ્વારા સંઘનું સ્વાગત કરતાં આદ્ય સમાજ સુધારક નારાયણ રામજી લીંબાણીનો મહિમા બતાવ્યો હતો.

પછીથી શ્રી ખીમજીભાઈ નાગજીભાઈ મારતર, શ્રી હીરજીભાઈ કરશનભાઈ પટેલ, સામજીભાઈ એસ પટેલ. તમજ શ્રી કરશનભાઈ માવજીભાઈ પટેલ, શ્રી

રતિલાલ એલ. પટેલ, શ્રી ખીમજીભાઈ લખમશીભાઇ પટેલ વગેરે સંઘના હોદ્દેદારો તેમજ આમંત્રિત મહેમાનો એ સંઘને સમાજની શાન જાળવી રાખવા, તન, મન ધનથી ધાર્મિક અંધશ્રદ્ધાઓ તેમજ સામાજિક સડાઓની નાબુદી કરવા, અધિવેશન વખતના સમાજના ૧૮ મા બંધારણીય સુધારાનું પાલન કરવા-કરાવવા અંગે ઊંઝાની કારોબારી પાસેથી જરૂર પડયે સહકાર તેમજ આર્થિક સહયોગ મેળવવા વગેરે બાબતોનો અનુરોધ કર્યો હતો.

સંઘના ઉપપ્રમુખ પ્રિન્સિપાલ રતિલાલ એલ. પટેલે, સમાજની યુવાશકિતને એક સુત્રે બાંધવાના સંઘના પ્રયત્નને આવકારતાં સંઘ શકિતની સાથે સંસ્કારિતા અને સંસ્કૃતિના ઘડતર માટે સ્વાધ્યાય પ્રવૃત્તિને વિકસાવવાની બાબત પર ભાર મૂકયો હતો.

સંઘના પ્રમુખ શ્રી ખીમજીભાઇ એલ. પટેલે વિવિધ પ્રાંતોમાં વિખરાયેલા સમાજમાંથી વધુને વધુ યુવકમંડળો સંઘ સાથે જોડાય તેવી અભિલાષા સેવી હતી.

સમગ્ર યુવાશકિત સક્રીયપણે સંઘના આદેશને અનુસરે તો સંઘ દ્વારા સમાજની અનેકવિધ સમસ્યાઓ સહેલાઈથી હલ થઇ શકે તેવો તેમના પ્રવચનનો પ્રધાન સુર હતો. અને કોઇપણ યુવાનને સમાજની સમસ્યાઓનાં માત્ર સુચન જ ન કરતાં તે હલ કરવા માટે તેનું પોતાનું યોગદાન આપવાની બાબત પર પણ ભાર મૂકયો હતો, તેઓશ્રીએ અત્યાર સુધીમાં સમાજમાં પ્રવર્તમાન એવા ૫૯ જેટલા છૂટા છેડાના કિસ્સાઓમાં સંઘે સમાધાન કરાવી આપી સમાજના સડાને ડામવા માટે સંઘની સક્રીયત્તાનો ખ્યાલ આપ્યો હતો. છેલ્લે દેશભરમાં રહેલી સમાજની યુવાશકિતને સંઘના બંધારણમાં દર્શાવેલ ઉદ્દેશો તેમજ હેતુઓ પાર પાડવા સક્રીય કાર્યવાહી કરી સંઘ શકિતને વધુ બળવત્તર બનાવવા અનુરોધ કર્યો હતો.

પછીથી સંઘના કાર્યવાહક મહામંત્રીશ્રી અખેરાજ પ્રેમજીભાઈ પટેલે વરસાદ તેમજ અન્ય કારણોસર સંઘની કારોબારીની ઉપસ્થિતિ રહેલી સંખ્યા અપૂરતી હોવાનો ખ્યાલ આપી હજુ કદાચ સંઘના અન્ય સભ્યોનું આગમન થાય તોજ કોરમ પૂર્ણ થઇ શકે તેવી વાતની બંધારણીય રીતે રજુઆત કરી હતી.

સંઘના ઉપ-પ્રમુખ શ્રી તેમજ પ્રમુખશ્રીએ સંઘની કાર્યવાહીને આગળ ધપાવવા તેમજ સંઘના બીજા સભ્યો રાત્રિ સુધીમાં આવી જાય તો આજની કાર્યવાહીની મંજુરી મેળવી લેવાની અપેક્ષાએ કાર્યવાહી ચાલુ રાખી સભાનું કાર્ય આગળ ચલાવ્યું હતું.

પછીથી સંઘના કાર્યવાહક મંત્રીશ્રીએ ગત સભાની મિનીટબુકનું વાંચન કર્યું હતું. અને ગત સભાની કાર્યવાહી અંગે કોઇ વાંધો રજુ ન થતાં તેને બહાલી આપી હતી.

સંઘના ખજાનચી શ્રી અખઇભાઇ વાલજીભાઇ પટેલે તારીખ ૧-૪-૭૮ થી ૩૧-૩-૭૯ સુધીના સંઘના આવક જાવકના નાણાંકીય હિસાબો વાંચી સંભળાવ્યા હતા જેને સર્વાનુમતે બહાલી આપવામાં આવી હતી.

ત્યારબાદ સંઘના કાર્યકારી મહામંત્રીશ્રીએ સંઘના માજી મહામંત્રીશ્રી દેવજીભાઇ વાલજીભાઇ પટેલ તરફથી આવેલ રાજીનામાનો પત્ર વાંચી સંભળાવ્યો હતો. પ્રમુખશ્રીએ મહામંત્રીના રાજીનામાનો પત્ર કાર્યાલય પર આવ્યા બાદ સંઘના સભ્યો પર પરિપત્ર પાઠવી તેની જાણ કરીહોવાનું તેમજ ૩૮ સભ્યોએ પોતાનો લેખિત વિચાર દર્શાવવાનો ખ્યાલ આપ્યો હતો તેમજ બહુમતિના ધોરણે રાજીનામુ સ્વીકારી લીધેલ છે તેમ જણાવ્યું હતું જેથી હવે મહામંત્રીની ખાલી પડતી જગા પુરવા માટે સ્વેચ્છાએ ઉમેદવારી નોંધાવવા પ્રમુખશ્રીએ સુચન કર્યું હતું.

તેના જવાબ રૂપે સંઘના ખજાનચી શ્રી અખઇભાઇ વી. પટેલે સંઘના હાલના કાર્યકારી મંત્રીશ્રીની મહામંત્રી તરીકે નિમણુંક કરવા પ્રસ્તાવ રજુ કર્યા હતો જેને લક્ષ્મણભાઇ નાનજીભાઇ પટેલ, દિલ્હી તેમજ ચંદુભાઇ વેલજીભાઇ પટેલ તખતગઢ વાળાએ અનુમોદન આપતાં સંઘના કારોબારી સભ્યો તેમજ આમંત્રિત ભાઇઓ વગેરેની સર્વાનુમતિથી અખેરાજ પ્રેમજીભાઇની સંઘના મહામંત્રી તરીકે નિયુક્તિ કરી હતી.

ત્યારબાદ પ્રિન્સિપાલ રતિભાઇ એલ પટેલ તરફથી મોરબી, માળીયા, મીયાણા વગેરેમાં મચ્છૂ બંધ નં. ૨ એ સર્જેલ માનવ હોનારત બદલ સદ્‌ગત માનવ જીવો પ્રત્યે ઊંડી દિલસોજી દાખવવા બે મિનિટ મૌન પાળવાનું સૂચન થયા બાદ મૌન પાળવામાં આવ્યું હતું. ત્યારબાદ સભાનો સમય પુરો થતાં મીટીંગની સમાપ્તિના સંઘના પ્રમુખશ્રીએ જાણ કરતાં પ્રથમ દિવસની કાર્યવાહી પુરી કરવામાં આવી હતી.

## :- બીજો દિવસ :-

સભાની બીજા દિવસની કાર્યવાહીની શરૂઆત શ્રી વાડીભાઈ કે. પટેલની પ્રાર્થનાથી કરવામાં આવી.

પછી પ્રથમ દિવસની કાર્યવાહી મુજબ સંઘના મહામંત્રીશ્રીની નિમણુંક થઇ જતાં તેઓશ્રીએ સંઘના પ્રમુખશ્રી તેમજ ઉપપ્રમુખશ્રીને પોતપોતાનું સ્થાનગ્રહણ કરવા જણાવતાં તેમ કરવામાં આવ્યું.

ત્યારબાદ દેશના મોટા ભાગના પ્રાંતોમાંથી સંઘની મીટીંગમાં ઉપસ્થિત રહેવા સૌ ભાઇઓનો વિભાગવાર ભાઈઓએ પોતપોતાના વિસ્તારના ભાઈઓનો પરિચય વિધિ કર્યા બાદ સંઘમાં હાજર ન રહી શકનાર કેટલાક સભ્ય ભાઇઓ તરફથી આવેલ સંદેશાઓ મહામંત્રીશ્રીએ વાંચી સંભળાવ્યા હતા.

પછીથી મહામંત્રીશ્રીએ સંઘનાં વર્ષ દરમ્યાનનાં થયેલાં કાર્યોનો અહેવાલ આપી સંઘ સાથે સંલગ્ન ન હોય તેવાં યુવકમંડળોને સંઘમાં જોડાઇ જવા તેમજ સંઘને લવાજમો ખાસ મોકલાવી આપવાની ભારપૂર્વક રજુઆત કરી હતી.

વિભાગવાર યુવકમંડળોની કાર્યવાહીની સમીક્ષા કરવા માટે કહેવામાં આવતાં મહારાષ્ટ્ર તેમજ વિદર્ભ વિભાગનાં મંડળોની કાર્યવાહીનો અહેવાલ સંઘના માજી ઉપપ્રમુખશ્રી કરશનભાઈ માવજીભાઈએ જણાવ્યો હતો.

જલગાંવ યુવકમંડળના પ્રતિનિધિશ્રીએ સંઘના આદેશ મુજબ તેમનું મંડળ વર્તશે તેમ જણાવ્યું હતું.

જેઠાલાલ મનજીભાઈ પટેલ, મુંબઇ (સંઘના ઉપપ્રમુખશ્રી) એ તેમના વિભાગનો અહેવાલ આપી અંધેરી, કલ્યાણ, ઘાટકોપર, રે રોડ વગેરે સ્થળોએ ચાલતી સ્વાધ્યાય પ્રવૃત્તિનો ખ્યાલ આપ્યો હતો.

નવચેતન પાટીદાર યુવકમંડળના પ્રમુખ શ્રી નારણભાઈ સવદાસભાઈ પટેલે દેશના પૂર્વ વિભાગનાં કાર્યોનો અહેવાલ આપ્યો હતો.

વિશ્રાંતિ બાદ શ્રી ધનજીભાઈ મેઘજીભાઇ દીવાણી તેમજ શ્રી નારાયણજીભાઇ એ હૈદ્રાબાદ અને સીકંદરાબાદની સામાજિક સમસ્યાઓ હલ કરવા તેમનાં મંડળો સંઘના આદેશ અનુસાર વર્તે છે. તેમ જણાવ્યું હતું.

રાયપુરથી પન્નાલાલ કરશનભાઇ, ઇંદોરથી શ્રી વિસનજીભાઇ આર. પટેલ, જારસુગડા (ઓરિસ્સા)થી શ્રી હરિલાલ કાનજીભાઈ તેમજ ન્યુ દિલ્હીથી શ્રી લક્ષ્મણભાઈ નાનજીભાઈ પટેલે પોતપોતાના વિભાગનાં મંડળો, શૈક્ષણિકક્ષેત્રે વિદ્યાર્થી ભાઇ બહેનો ને પ્રોત્સાહન માટે ઇનામો આપે છે તેમજ સમાજમાં આધ્યાત્મિક ક્ષેત્રે

પગરણ માંડવા સ્વાધ્યાય કેન્દ્રની પ્રવૃત્તિઓ પણ ચલાવે છે. તેવો ખ્યાલ આપ્યો હતો.

શ્રીમતી સુ. સ. લા. માવાણી કન્યા છાત્રાલય ધનસુરાનાં ગૃહમાતા કુ. રમીલા એન એન. પટેલે શહેરો તેમજ ગામડાંઓમાં ચાલતાં મહિલા મંડળોના પ્રતિનિધિઓને પણ સંઘની મીટીંગમાં હાજર રહેવા નિમંત્રણ આપવું જોઇએ તેમ જણાવ્યું હતુ અને સંઘની મીટીંગમાં અમદાવાદ તેમજ આસપાસના વિસ્તારમાંથી બહેનોની ગેરહાજરી બદલ ખેદ વ્યકત કર્યો હતો. સાથે સાથે સમગ્ર ભારતમાં ક્રાંતિ અને જાગૃતિ લાવવા અને છૂટાછેડા જેવા સળગતા પ્રશ્નો મહિલા મંડળો તેમજ સંઘે સાથે મળીને ઉકેલવા નો અનુરોધ કર્યો હતો.

કરમસીભાઈ એન. પટેલે (ભુજ) વિધાર્થીઓ માટે શિષ્યવૃતિની વ્યવસ્થા ઉભી કરવાનું વિચારવા જણાવ્યું હતું.

નારણભાઇ રતનશીભાઇ પટેલ (બેંગલોર), કર્ણાટક, વિભાગમાં સ્વાધ્યાય પ્રવૃત્તિ વિકસતાં થોડે ઘણે અંશે સામાજિક સમસ્યાઓ હલ કરવામાં પણ મુશ્કેલી ઓછી પડે છે, સામાજિક પ્રગતિ માટે યુવાશકિતનો વિશેષ ઉપયોગ થાય તે માટે અમારો વિભાગ પ્રયત્નશીલ છે.

શ્રી મોહનલાલ જેઠાભાઇ પટેલ; (અમદાવાદ) અમારા મંડળની સ્થાપના સં. ૨૦૨૬ જન્માષ્ટમીને દિવસે થઇ હતી. સમાજની સાથે રહી કેટલાક સામાજિક પ્રશ્નોનું નિરાકરણ અમારુ મંડળ કરે છે ગરીબ વિદ્યાર્થીઓને ફી, પુસ્તકો વગેરે આપી પ્રોત્સાહનરૂપ બનવા માટે અમારા મંડળે ચાલુ વર્ષે ડાયરાનો કાર્યક્રમ રાખી ફંડ એકત્ર કર્યું હતુ. પ્રવાસ પ્રર્યટનો પણ કેટલીકવાર યોજીએ છીએ.

દામજીભાઇ દેવસીભાઇ પટેલ (નરોડા, અમદાવાદ) ૧૯૭૦ ના ઓગસ્ટ માસમાં અમારા મંડળની સ્થાપના કરવામાં આવી યુવકમંડળ તેમજ સમાજના સહિયારા સહયોગથી સમાજ માટે જમીન ખરીદી ટ્રસ્ટ રજિસ્ટર્ડ કરાવેલ છે. મોરબી જળ હોનારતમાં યથાશકિત મદદ મોકલાવેલ છે.

કાન્તિલાલ કરશનભાઇ, ખેડબ્રહ્મા અમારા વિભાગમાં કોઇ મંડળ ચાલતું નથી સામાજિક સમસ્યાઓ હલ કરવામાં મુશ્કેલી રહે છે.

અરંજણભાઇ વિશ્રામભાઇ પટેલ મંત્રીશ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ યુવક મંડળ, ગુજરાત ધનસુરા અમારા મંડળનો વિસ્તાર મુખ્યત્વે સાબરકાંઠા

જિલ્લામાં છે. મંડળ સમાજના અંગ તરીકે જ કામ કરે છે. છૂટાછેડાના કેટલાય કિસ્સાઓમાં મંડળે સક્રીય કાર્યવાહી કરેલી છે.

કેળવણી ક્ષેત્રે ધનસુરામાં આપણાં છાત્રાલયો માટે કેટલીક વખત અનાજ ઉઘરાવી ભોજનક્ષેત્રે રાહત મળે તેવા પ્રયત્નો મંડળે કરેલા છે. કન્યા છાત્રાલયના બીજા વિભાગના બાંધકામ માટે પણ ફંડ એકત્ર કરવામાં સમાજનો યોગ્ય સહકાર આપ્યો છે. ઊંઝા તરફ જતી કન્યાઓને અંશતઃ અટકાવી છે. આપણા સમાજમાં પ્રચલિત ધાર્મિક અંધશ્રધ્ધા અટકાવવા જ્ઞાતિજનોને યોગ્ય માર્ગદર્શન મળી રહે તે માટે અમારા મંડળે સમાજ સાથે રહી સક્રીયપણે કાર્યવાહી કરેલ છે.

શિક્ષણ ક્ષેત્રે પ્રોત્સાહન રૂપે ઇનામોની વહેંચણી તેમજ અભ્યાસ કરતી બહેનોને રાહત આપવા પ્રયત્ન કરેલ છે. જિલ્લામાં સ્વાધ્યાય પ્રવૃત્તિ પણ ઠીકઠીક વિકસે તે માટે પ્રયત્નશીલ છીએ.

આ રીતે દેશભરમાંથી વિભાગવાર ચાલતાં યુવકમંડળોની કાર્યવાહીનો અહેવાલ મેળવવામાં આવ્યો હતો.

છેલ્લે સંઘના પ્રમુખશ્રીએ પોતાના તરફથી સુચનો રજુ કરતાં જણાવ્યું હતું કે દેશભરનાં કોઈપણ યુવક મંડળો પાસેથી સંઘ પર કોઈ સુચનો આવતાં નથી ઘણાં મંડળો લવાજમ મોકલવામાં નિષ્ક્રીય રહે છે તો તેઓ સક્રીય બને તે જરૂરી છે.

છૂટાછેડાના કેટલાય વર્ષથી ચાલતા અટપટા કિસ્સાઓમાં પણ બંને પક્ષોની માન મર્યાદા સચવાય તે રીતે સંઘે ઘણા પ્રશ્નોનું નિરાકરણ કરેલ છે સંઘ સમાજના જ અંગ તરીકે સમાજને સહયોગ આપવા હંમેશાં પ્રયત્નશીલ છે અને રહેશે.

ત્યારબાદ યુવકસંઘના મહામંત્રીશ્રીએ યુવક સંઘે શું શું કરવું જોઈએ ? તેવાં સુચનો માગતાં નીચે મુજબના વકતાઓએ પોતપોતાના વિચારો દર્શાવ્યા હતા,

વિશ્રામભાઇ આર. રૂડાણી (પ્રિન્સિપાલ, મણીનગર સાયન્સ કોલેજ, અમદાવાદ) અત્યાર સુધી શૈક્ષણિક ક્ષેત્રે ઘણી જવાબદારીઓમાંથી પસાર થતાં સમાજ તેમજ સંઘના કાર્યોમાં સંપુર્ણપણે રસ દાખવી શકયા નથી તે બદલ દિલગીરી વ્યકત કરી હતી. ત્યારબાદ તેઓશ્રીએ કેટલાંક અમૂલ્ય સુચનો કર્યા હતા.

શિક્ષણ લેવા ગરીબ વિદ્યાર્થીઓને ઓશિયાળું જીવન જીવવું ન પડે તેવી વ્યવસ્થા સમાજમાંથી થવી જરૂરી છે.

આપણા સમાજમાં પ્લેઇનમાં મુસાફરી કરી શકનાર વર્ગથી માંડીને પેટીયુ પણ માંડ રળી શકે તેવા વર્ગનું અસ્તિત્વ છે તો શિક્ષણફંડની રચના દ્વારા ફંડ એકત્ર કરી ગરીબ પણ તેજસ્વી વિદ્યાર્થીઓને લોન તરીકે મદદ કરવી જોઇએ. સાથે સાથે સમય આવ્યે આવી લોન પરત કરીશુ તેવી ભાવના કેળવવા વિદ્યાર્થીઓને અનુરોધ કર્યો હતો.

યુ. સંઘે સમાજના ચોકીદાર તરીકે કામ કરવાનું છે. બદલાતા જતા સમયમાં સમાજની સાથે રહી વિચારોમાં પરિવર્તન લાવવું જરૂરી છે. આપણો સમાજ બગડેલો સમાજ નથી કે તેને સુધારવો પડે.

કેળવણી માટે જનરલ ફંડ ઊભું કરી તબીબીક્ષેત્રે એન્જીનીયરીંગ ક્ષેત્રે વિજ્ઞાન-ક્ષેત્રે શિક્ષણમાં આગળ વધી શકે તેવા વિદ્યાર્થીઓને મદદરૂપ બની શકાય તે માટે ફંડ જરૂરી છે. ફકત નાણાંના અભાવે જ સમાજનાં બાળકોમાં રહેલી છૂપી શકિત ઓ નષ્ટ થઇ ન જોય તે જાવાની આપણી સૌની ફરજ છે ફેમીલી ટ્રસ્ટની રચના પર પણ તેઓશ્રીએ ભ ર મુકયો હતો.

ધર્મની બાબતના પ્રશ્ન પર પણ ધ્યાન આપવું ખુબ જરૂરી છે.

સમાજના સડારૂપી છૂટાછેડાનાં મૂળ કયાં છે તે પણ તપાસવું જરૂરી છે. લગ્ન–વયમર્યાદા ૧૮ થી ૨૧ કરતાં નીચી ન હોવી જોઇએ. નાની ઉંમરે યોજાતા લગ્ન પ્રસંગે હાજરી આપવી ન જોઇએ.

સમુહલગ્નો વિશે વિચારવું પણ ખૂબ જરૂરી છે. દેખા દેખીથી થતા ખોટા ખર્ચા બંધ કરવા લગ્ન ખર્ચમાં કાપ મૂકાય તે જરૂરી છે.

સંઘ અને સમાજે આપણામાં વર્ગવિગ્રહ ઊભો ન થાય તેનું ધ્યાન રાખવું જરૂરી છે. ટ્રસ્ટના ભંડોળમાંથી મંદિરો પણ બાંધી શકાય.

આવી અનેક બાબતો પર સંઘ તેમજ સમાજ પ્રયત્ન શીલ બનીશું તો અન્ય સમાજો માટે પણ ઉદાહરણરૂપ બની શકીશું.

જેઠાભાઇ પુંજાભાઇ પટેલ (અમદાવાદ)

સંઘ અને સમાજ બંને એક બીજાનાં અંગ છે. સ્વ. પૂ. નારાયણ રામજી લીંબાણીએ સનાતન હિંદુ ધર્મનાં મંદિરો સ્થાપવાનો આદેશ આપ્યો. જેથી આજે લગભગ ૮૦ ટકા આપણા ભાઇઓ સનાતન ધર્મના નેજા હેઠળ છે.

સમાજમાં પૂ. દાદાની સ્વાધ્યાય પ્રવૃત્તિ માટે સ્વાધ્યાય કેન્દ્રો ચાલવાં જોઇએ. શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરોમાં શ્રધ્ધાનો લોપ ન થાય તે પણ જોવું જોઇએ.

ધર્મ પ્રચાર માટે સાધુ સંતોને બોલાવવાજ જોઇએ. સમાજ અને સંઘ આ અંગે સાથે મળીને કાર્ય કરે તેવું હું માનું છું.

શ્રી ખીમજીભાઇ નાગજીભાઇ માસ્તર (મથલ)

સમાજના સડારૂપ છૂટાછેડાના કિસ્સાઓનું નિરાકરણ કરવામાં આવે છે સમાજની કારોબારીના વડીલોએ મીટીંગોમાં વ્યવસ્થિત હાજરી આપી સક્રીયપણે કાર્ય કરવાં જોઇએ.

અધિવેશન વખતે નખત્રાણા ખાતે હોસ્પીટલ માટે ફંડ એકત્ર કરેલ તે બાબતમાં જમીનનું સંપાદન કરેલ છે આગળ સરકારી કાર્યવાહી ચાલુ છે.

સમાજમાં સ્વાધ્યાય પ્રવૃત્તિ વિકસતાં કેટલાંક મંદિરોમાં પ્રાર્થનાઓ નિયમિત રીતે થાય છે. ગીતા આખું વિશ્વ માને છે. લક્ષ્મીનારાયણનાં મંદિરોમાં લક્ષ્મી-નારાયણની સ્તુતિ પણ થવી જોઇએ. સનાતન ધર્મ એકજ છે,

સંઘે દેશમાં આપણા સમાજની યુવાશક્તિનું સંગઠન કર્યું તે અમૂલ્ય તેમજ પ્રસંશનીય છે.

વિશ્રામભાઈ નથ્થુભાઇ પટેલ અણીયોરકંપા

યુવક મિત્રો સંઘના આદેશને માન આપે. રીવાજોની બાબતમાં સામાજિક બંધારણનો ભંગ થાય તેને રોકવા સક્રીય પણે પ્રયત્ન કરે.

સમાજમાં થતાં સગપણો તેમજ લગ્ન પ્રસંગોએ મર્યાદા બહારની સંખ્યામાં માણસો જાય તો મુક બની બેસી ન રહેવું જોઇએ.

સ્થાનિક મંડળો, સમાજના બંધારણ અનુસાર ન વર્તનાર અને બંધારણને તોડવાની પ્રવૃત્તિને વખોડવી જોઇએ. યુવાશક્તિ જ તેમ કરી શકે ત્યારબાદ સંઘના

અંજારની શ્રી અખઈભાઇએ રચેલું "ઉકેલ માગતા સામાજિક પ્રશ્નો" ના શિર્ષક હેઠળનું ગીત ગાઇ બતાવ્યું હતું.

નારણભાઇ શીવજીભાઇ પટેલ (માજી ધારાસભ્ય) મેઘપર કુંભારડી.

સમાજનાં દૂષણો દૂર કરવા યુવકમંડળો અને સમાજે સંયુકત પ્રયત્નો કરવા જરૂરી છે.

શિક્ષણ ક્ષેત્રે ગરીબ વિદ્યાર્થીઓને રાહત આપવા કમાણીનો અમુક ભાગ કઢી ફંડ એકત્ર કરવું જોઇએ.

છૂટાછેડા જેવા કિસ્સામાં વરકન્યામાં રહેલી કેળવણીની અસમાનતા તેમજ અમુક અંશે સાંપ્રદાયિક મતભેદ પણ કારણભૂત રહે છે. વેવાઇ અને વેવાંણો વચ્ચેનો મતભેદ પણ છૂટાછેડાનું પરિણામ સર્જે છે.

સ્વ. પૂ. નારાયણ રામજી લીંબાણી જેવા આદ્ય સમાજ સુધારકોને આપણે યાદ કરવા જોઇએ

ગુજરાતમાં કોઇ સ્થળે કન્યા છાત્રાલય બાંધવા માટે આપણે ૫ લાખ રૂપિયા જેટલું ભંડોળ એકત્ર કરીએ તો દોઢ લાખ રૂપિયાની સહાય ઊંઝા કારોબારી આપે અને તે છાત્રાલયનું નામ શ્રી ઉમીયા માતાજીના નામ સાથે સાંકળી લેવું જોઇએ. કચ્છમાં હોસ્પીટલના બદલે કન્યા છાત્રાલય બાંધવું વ્યાજબી છે.

કરશનભાઇ માવજીભાઇ પટેલ — માજી ઉપ-પ્રમુખ સંઘ, નાગપુર.

આપણે સૌએ માત્ર સુચનો કરવાં એટલું જ જરૂરી નથી સુચનો મુજબ આપણી સક્રીયતા પણ જરૂરી છે. સંઘને લવાજમો નિયમિત રીતે પહોંચાડવાની જવાબદારી પણ આપણે સમયસર અદા કરી શકતા નથી.

દેવજીભાઇ વાલજીભાઇ પટેલ — સંઘના માજી મહામંત્રી—કલકત્તા

ધાર્મિક તેમજ સામાજીક સુધારાઓ તેમજ અન્ય બાબતો માટે સંઘ શકિત જરૂરી છે. બદલાતા જતા સમયમાં ધાર્મિક અંધશ્રધ્ધાને દૂર કરવાં ધર્મ માટે નિષ્ક્રયતા જાળવવાની જરૂર નથી. ધાર્મિક દૂષણ ડામવા સ્વ. પૂ. નારાયણ રામજી લીંબાણીનાં કાર્યો મુજબ આપણામાં નૈતિક હિંમત હોવી જોઇએ.

સામાજિક કાર્યોમાં કે સંસ્થાઓ ચલાવવામાં અમુકજ વિસ્તારના ભાઇઓ સક્રીય હોય બાકીના નિષ્ક્રીય રહે તે વ્યાજબી નથી.

ધાર્મિક ઉપદેશ માટે આપણને સંતપુરુષની જરૂર છે તેવું કહેવાની નહીં પણ નકકર પરિણામ લાવવાની જરૂર છે.

ધાર્મિક વિસંવાદિતાના કારણે આપણને છેડો ફાડી નાખવાની વાતો સાંભળવા મળે છે. સંગઠન શક્તિથી જ તેમ કરી શકાય, સતપંથી ભાઇઓને આપણી ઉજળી બાજુ બતાવી; રચનાત્મક કાર્યક્રમનું ઘડતર કરીને આપણે તેમ કરી શકીએ છેલ્લે છુટાછેટા વિશે સંઘના પ્રયત્નોનો ખ્યાલ આપી સંઘના લવાજમોમાં યુવક મિત્રો નિષ્ક્રિય ન બને તેમ જણાવ્યું હતું.

**મોહનલાલ જેઠાભાઇ પટેલ, અમદાવાદ**

સંઘની વ્યવસ્થાની અનુકુળતાને ધ્યાનમાં રાખી સમગ્ર ભારતના પાંચ વિભાગ પાડી રાજ્યવાર કામની વહેંચણી કરવી જોઇએ. સંઘ દ્વારા છૂટાછેડા તેમજ ધાર્મિક અંધશ્રધ્ધા સિવાય શૈક્ષણિક ક્ષેત્ર પ્રવૃતિઓ થવી જોઇએ.

ગંગારામ હીરાલાલ પટેલ, ન્યૂ દિલ્હી, સંઘે તેના નિયત કરેલા ઉદ્દેશો અનુસાર તેનો અમલ કરવા પર ધ્યાન આપવું જરૂરી છે.

નાનજીભાઇ પ્રેમજીભાઇ પટેલ, ડાકોર; સંઘની સ્થાપનામાંથી અમોને ખેડા જિલ્લા યુવક મંડળ સ્થાપવાની પ્રેરણા મળી. સંઘના ઉદ્દેશો પાર પાડવા તેની સાથે જોડાયેલાં સૌ યુવક મંડળોએ કટિબદ્ધ બનવું જરૂરી છે

રામજીભાઇ ભીમજીભાઈ પટેલ, જોરાવરનગર : અમારૂ મંડળ નાનુ સરખું છે. હાલ મોરબી ખાતે થયેલી જળ હોનારતમાં ભોગ બનેલા જ્ઞાતિ બંધુઓને મદદ કરવા સંઘ તેમજ સમાજને અપીલ કરૂ છું.

રતિલાલ એલ. પટેલ (નડીઆદ) : સંઘે સુચનો માગ્યા તેને સારો આવકાર મળ્યો. એ સુચનોનો અમલ કરવાની આપણી સૌની જવાબદારી છે. સંઘે દેશ ભરમાં વૈચારીક ક્રાંતિ ઉભી કરી છે. કોઇપણ ઉણપો બદલ સંઘને દોષ ન દેતાં સંઘને સક્રિય બનાવવાના વિચારો આપવા તે જરૂરી છે વારંવાર મોકલાતાં સુચનો ને સંઘ આવકારશે.

યુવકમંડળો ન સ્થપાયાં હોય ત્યાં સ્થાપવાની કાર્યવાહી હાથ ધરવી જોઇએ દરેક મંડળો સંઘને સભ્ય ફી મોકલી આપી પોતાનો હકક સ્થાપિત કરે તે મહત્વની બાબત છે. મહિલા મંડળો પણ ગામે ગામ સ્થપાય તે જરૂરી છે.

સામાજિક કુરિવાજો તેમજ ધાર્મિક અંધશ્રધ્ધા દૂર કરવા કટિબદ્ધ બનીને હિન્દુ સંસ્કૃતિને અનુરૂપ કાર્યક્રમો યોજવા જોઇએ.

કન્યા કેળવણીને વેગ મળે તે માટે ઠેર ઠેર કન્યા છાત્રાલયો ઉભાં થાય તે જરૂરી છે. હાલમાં ધનસુરા ખાતે કન્યા છાત્રાલય ચાલે છે. મોડાસામાં શરૂ કરવાના પ્રયત્નો ચાલુ છે. નખત્રાણામાં પણ કન્યા છાત્રાલય શરૂ કરવા વિચારવું જરૂરી છે.

લાલજીભાઈ મેઘજીભાઇ પટેલ મંત્રીશ્રી અમદાવાદ ક. ક. પા. સમાજ યુવાન એટલે તેજસ્વીતા, સાત્વિકતા અને તત્પરતાની મૂર્તિ ત્રિકાળ સંધ્યાનો સંદેશો ઘેર ઘેર પહોંચાડી સારા વિચારો વહેતા કરવાનું કામ યુવાન જ કરી શકે.

શ્રી દેવસીભાઈ રામજીભાઈ પટેલ (માજી પ્રમુખશ્રી કચ્છ ક. પા. સમાજ (અમદાવાદ) સંઘ જે કંઇ કાર્ય કરે છે. તે સારું જ છે અને સારા કાર્યનું પરિણામ પણ સારું જ આવશે.

સામજીભાઈ એસ. પટેલ (શ્રી અ. ભા ક. ક. પા યું. સંઘના માજી ઉપ-પ્રમુખ વડાગામ.)

સંઘની કારોબારીની સંખ્યા ખૂબ ઓછી છે. ભારતમાં ચારથી પાંચ વિભાગો પાડી વિભાગીય કાર્યાલયોનું આયોજન વસ્તીના ધોરણને જાળવી રાખી કરવું જોઈએ જેથી વ્યવસ્થિત પ્રવૃત્તિઓ થઇ શકે.

શ્રી ખીમજીભાઈ એલ. પટેલ (સંઘના પ્રમુખશ્રી)

સંઘ પર આવી રહેલાં સુચનોને આવકારીએ છીએ; પરંતુ તેના યોગ્ય અમલ માટે ભંડોળની તાતી જરૂરીયાત છે. યુવક મંડળોના સભ્યોનાં લીસ્ટ અને લવાજમો સંઘને જરૂરી છે ફરતી મીટીંગોના આયોજન દ્વારા આપણે લોક જાગૃત કેળવવાનું સંઘનાં થયેલાં કાર્યોની જાણકારી આપવાનું તેમજ ભાવિ કાર્યક્રમોનો ખ્યાલ પણ આપવાનું કામ કરી શકીએ છીએ.

આપણે અન્ય ધર્મની ટીકા ન કરતાં ધાર્મિક વિસંવાદિતતા મિટાવવાના પ્રયત્નો કરવા જોઇએ.

નખત્રાણા ખાતે ઇ. સ. ૧૯૬૦ અને ૧૯૭૭માં આપણા સમાજનાં બે અધિવેશનો યોજાયાં છેલ્લા અધિવેશનના ૧૮ માં ઠરાવ અનુંસાર જન્મ થી મરણ સુધીની તમામ ક્રિયાઓ હિંદુ સંસ્કારની રીતે થવી જોઇએ તે બાબત પર આપણે સૌએ ભાર મૂકયો હતો. પસાર થયેલ ઠરાવને સારો આવકાર મળ્યો છે. સમાજનું ધાર્મિક પ્રચાર કેન્દ્ર વાંઢાય રાખવું યુવક સંઘની શકિતને સત્કાર્યમાં વાપરવા વૈદિક વિચારોના પ્રસાર બાબતના પ્રયત્નો પણ થવા જરૂરી છે.

ગુજરાતમાં ધાર્મિક મતમતાંતરના કારણે ઊભા થયેલા કલુષિત વાતાવરણનો ચુકાદો પણ લવાદ દ્વારા અપાયો તેને ધ્યાનમાં લેતાં આપણે બંધારણીય રીતે ૧૮ મા મુદ્દાને સ્પષ્ટ રીતે અને ચુસ્ત પણે વળગી રહીએ છીએ તેનું મહત્વ પણ ઓછું નથી.

—શિક્ષણ ફંડની રચના
—કન્યા કેળવણી માટે છાત્રાલયો બાંધવાં
—બાંધકામ વગેરે પર દેખરેખ

વગેરે બાબતો માટે માત્ર ચાર પાંચ માણસો જ સક્રીય રહેતો તે તેમની શકિત બહારની વાત છે.

—વડીલો ફંડ એકત્ર કરે તો ૮૫% આવકાર મળશે. તેવું સુચન થયું.

—સંઘનું લવાજમ ઉઘરાવવા પગારદાર માણસ જરૂરી છે. તેવું સુચન પણ થયું છે. પણ આ બધાને વ્યવહારૂ રીતે અમલી બનાવવા આપણે સૌએ સામુહિક યોગદાન આપવું જોઇએ.

ત્રીજો દિવસ

સંઘની મીટીંગના ત્રીજા અને છેલ્લા દિવસની વાડીભાઈ કે. પટેલે ગાયેલી વૈષ્ણવજન તો તેને રે કહીએ...... પ્રાર્થનાથી શરૂઆત થઇ.

ત્યારબાદ મહામંત્રીશ્રીએ સંઘ પર આવેલ પત્રોનું વાંચન કરેલું. વિશાખાપટ્ટનમ, નાગપુર, પાટીદાર યુ. મં. ભુજ, જબલપુર વગેરેથી પત્ર દ્વારા આવેલ સુચનોની નોંધ લીધી.

આગામી સામાન્ય સભાના સમય અને સ્થળ વિશે ચર્ચા કરતાં મે માસની આસપાસમાં ધનસુરા, જિ. સાબરકાંઠામાં સામાન્ય સભા મળે તેવું વિચારવામાં આવ્યું છે ત્યારબાદ સંઘના સભ્યોની કારોબારીની મીટીંગમાં જાગૃતિ કાર્યાલય પરથી આવેલા પત્રનું વાંચન કરવામાં આવ્યું. સામાન્ય રીતે કાગળ બજારની મોંઘવારી, મજુરીખર્ચ તેમજ અન્ય વધતા જતા ખર્ચને પહોંચી વળવા. આજીવન સભ્ય સંખ્યામાં વૃદ્ધિ તેમજ આજીવન સભ્ય ફી રૂા. ૨૦૧/– કરવાનું નકકી કરવામાં આવ્યું. એકત્ર કરેલ ભંડોળમાંથી વહીવટ ટ્રસ્ટની રીતે થાય તેવું સુચન પણ થયેલ

સંઘના ઉદ્દેશો પાર પાડવા નાણાંકીય ભંડોળ એકત્ર કરવા માટે મહામંત્રીશ્રીએ જણાવ્યું તેમ સમગ્ર દેશમાં ૫ હજાર જેટલી ફર્મ્સ છે તે દરેક દીવાળી બોણીની રીતે રૂા. ૧૦૦/– સંઘને મોકલે તો પણ રૂા. ૫ લાખ જેટલી રકમનું ભંડોળ પ્રતિવર્ષ એકત્ર થઇ શકે. સંઘનાં કે સમાજનાં કાર્યો ભંડોળ વિના થઇ જ ન શકે પણ આ અંગે સક્રીય બનવું રહ્યું.

ત્યારબાદ બહારગામથી આવેલ વડીલ મહેમાનોનો શ્રી રતિભાઇ એલ પટેલે પરિચય કરાવ્યો હતો.

પછીથી સંઘના ભંડોળના સુચના માટે કરશનભાઇ માવજીભાઇએ રજૂઆત કરતાં જણાવ્યું કે દરેક ભાઇઓ સંઘના લવાજમ ઉપરાંત પણ પોતપોતાના વિભાગમાંથી ભંડોળ એકત્ર કરી મોકલી આપે.

લક્ષ્મણભાઈ નાનજીભાઇ (ન્યુ દિલ્હી) સંઘ પર દરેક વિભાગનાં મંડળોએ સભ્ય દીઠ રૂા. ૫ મોકલવા જોઇએ. દેશભરમાંથી પાંચ હજાર જેટલા યુવક મિત્રો સંઘના સભ્ય હોય. તો પણ પ્રતિવર્ષ રૂા. ૨૫૦૦૦ જેટલી રકમ એકત્ર થઇ શકે.

આ ઉપરાંત સંઘનું ભંડોળ કરવા અંગે દરેક વક્તાઓનાં સુચન નીચે મુજબ હતાં

— દિવાળીઓણી તેમજ સ્નેહમિલન વખતે ઝોળી ફેરવીને,

— સભ્ય સંખ્યા વધારીને (અખઇભાઇ વી. પટેલ કલકત્તા)

— રૂા. ૧ ની લોટરીની ટીકીટ બહાર પાડીને (નાનજીભાઇ, ડાકોર)

— સભ્ય દીઠ રૂા. ૫/– મોકલીને (પન્નાલાલ, રાયપુર)

— ૧૮ થી ૪૫ વર્ષની ઉંમરના વધુને વધુ સભ્યોને આવરી લઇને (અરજણભાઇ, ધનસુરા)

— સભ્ય દીઠ પાંચ રૂપિયા તેમજ લોટરી દ્વારા (મોહનભાઇ, અમદાવાદ)

— લોટરીના સુચનને ટેકો, દર ત્રણ વર્ષે યુ. સંઘનું સુવેનીયર બહાર પાડી, જાહેર ખબરો લેવી. (નાનાલાલ, અમદાવાદ)

સંઘના આજીવન સભ્યો બનાવવા પુસ્તિકાના રૂપમાં સંઘની કાર્યવાહી રજુ કરવી ઉપરાંત દાતાઓના ફોટા મુકીને દાન-મેળવવું, જાહેરાતો મુકવી વગેરે.
(વાડીભાઇ, ધનસુરા)

આત્મશ્રધ્ધા સાથે ફંડ એકત્ર કરવા તૈયાર થાવ. (ખીમજીભાઇ કચરાભાઇ, રવાપર)

રૂા. ૧૦૧/– નક્કી થયા છે તે સમાજે વધાવી લેવા જોઇએ ઉંમર લાયક યુવાનોએ સક્રીય બનવું જરૂરી. (જેઠાભાઇ પી. પટેલ, અમદાવાદ)

દરેક યુ. મંડળો ફીલ્મો, નાટકો અને ડાયરા જેવા કાર્યક્રમો રાખી ફંડ એકત્ર કરી સંઘને મદદરૂપ બની શકે. (શ્રી બાબુભાઇ, આણંદ)

વડીલજનો તેમજ યુવાનમિત્રોના સહિયારા પ્રયત્નથીજ ભંડોળ એકત્ર થઈ શકે. (લાલજીભાઇ મેઘજીભાઇ, અમદાવાદ)

કમાણીમાંથી ૨ થી ૫% યથાશક્તિ આપવા ૧૦૧/– રૂા. ફ્ર્મ દીઠ તો નક્કી છે જ. (કરશનદાસ એમ. પટેલ, અમદાવાદ)

૧૯૬૦ માં નખત્રાણા અધિવેશન વખતે "સુવેનીયર" બહાર પાડી જાહેરાતો પ્રસિધ્ધ કરવી. ઉપરાંત સાધન સંપન્ન ભાઇઓની યાદી બનાવી રૂબરૂ જઇ ફાળો એકત્ર કરવો જોઇએ. (પ્રિન્સિપાલ રતિભાઇ એલ. પટેલ, તલોદ)

સુવિનીયરમાં જાહેરાતો આપીને તે જ સામે પગલે ચાલી દાન આપીને મારો સમાજ અને મારો જ સંઘ છે તેવી ભાવના દાખવીએ

(જેઠાભાઈ મનજીભાઈ—મુંબઈ)

રૂા. ૧૦૧/– ઉઘરાવવાની વાતને નકકર સ્વરૂપ આપવું ફર્મ સિવાયની વ્યકિતઓ પાસે યથાશકિત સ્વૈચ્છિક ફાળો ઉઘરાવવો. સ્નેહમિલનો વખતે આવું ભંડોળ વિભાગીય રીતે એકત્ર કરી પ્રધાન કાર્યાલય પર મોકલી આપવું દીવાળી પછીના એ જ માસમાં આવું ભંડોળ એકઠું થવું જોઈએ.

વિશ્રામભાઈ આર. રૂડાણી
(પ્રિન્સિપાલ, મણીનગર સાયન્સ કોલેજ, અમદાવાદ)

શ્રી અ. ભા. ક. પા. યુ. સંઘ નામે બેંક ખોલવી થાપણ મુકનારને ૫% વ્યાજ આપવું અને લેનાર પાસેથી ૧૫% વ્યાજ લઈ તેની બચતમાંથી ફંડ એકત્ર કરવું.

(સામજીભાઈ શીવજીભાઈ તખતગઢ)

સંઘનું પુરેપૂરું લવાજમ આવી જાય તેમજ અન્ય વ્યવસ્થા જળવાય તે માટે કાર્યાલયમાં રૂા. ૭૦૦/– નો પગારદાર માણસ હોવો જરૂરી છે. યુ. મંડળો સાથે સંગઠનો જાળવી એક વર્ષ પ્રાયોગિક ધોરણે દીવાળી બોનસ દ્વારા ફંડ એકત્ર કરી શકાય

સુવેનીયર માટે સમિતિ રચવા પ્રમુખને અધિકાર આપેલો છે જ સુવેનીયરનું સુચન વ્યવહારૂ છે અને સહેલાઈથી અમલી બની શકે તેમ છે.

ભેટ દ્વારા રકમ આવશે તો પણ આવકારીશું

પટેલ ખીમજીભાઈ લખમશીભાઈ
(પ્રમુખશ્રી—કલકત્તા)

— સમાજનો વિકાસ સાધવા કન્યા છાત્રાલયો ઉભાં કરી કન્યા કેળવણી વધારવી જરૂરી છે દરેક માતાપિતાઓ પોતાની દીકરીને ઓછામાં ઓછું મેટ્રીકથી માંડી ગ્રેજ્યુએટ સુધીનું શિક્ષણ અપાવેજ બહેનોમાં શિક્ષણ હશે તો જ આવાં સંમેલનોમાં ભાગ લઈ શકશે અને પોતાના વિચારો દર્શાવી શકશે

કુ રમિલાબેન એન. પટેલ
(ગૃહમાતા ધનસુરા—કન્યા છાત્રાલય)

— કારોબારી સમિતિની બે મીટીંગોમાં સતત હાજર ન રહેનાર સભ્ય પાસે ગેર-હાજર રહેવા બદલ ખુલાસો માગવો જોઈએ અને રાજીનામું પણ મેળવી લેવું જોઈએ તેના સ્થાને સક્રીય કાર્યકરને સ્થાન આપવું (એક ભાઈ)

## ભંડોળ એકત્ર કરવા નીચે મુજબ વિચારીએ

૧૯૭૭નું અધિવેશન "સુવેનીયર" બહાર પાડવું અને તેમાં જાહેરાતો દ્વારા ફંડ એકત્ર કરવું તેમાં સંઘ જે કંઇ કાર્ય કરે તેની જાહેરાત પણ થાય.

શિક્ષણને પ્રોત્સાહન આપવા જરૂરીયાતના ધોરણે નક્કર કાર્યક્રમ હાથ ધરવા નીચેની બાબતો પર ધ્યાન કેન્દ્રિત કરીએ.

— ભુજ ખાતે જૂદી હોસ્ટેલ બાંધવી.

— નખત્રાણા ખાતે કન્યા છાત્રાલય હોવું જરૂરી.

મોટું ભંડોળ એકત્ર થાય તો જ ઉપર મુજબનાં કાર્યોમાં નક્કર પગલાં ભરી શકાય; સંપુર્ણ જવાબદારી સાથે યુવક સંઘ આ કાર્ય હાથમાં લે. આ અંગે નિર્ણય સર્વાનુમતે માંગવામાં આવ્યો.

મોહનલાલ જેઠાભાઇએ નિર્ણયને સહર્ષ ટેકો આપવાનું જાહેર કર્યું.

(ખીમજીભાઇ એલ. પટેલ, પ્રમુખશ્રી યુવકસંઘ)

— શિક્ષણને પ્રોત્સાહન આપવા; ભુજમાં હોસ્ટેલ તેમજ નખત્રાણા કન્યાછાત્રાલય બાંધવાનો સૈદ્ધાંતિક સ્વીકાર કરીએ છીએ. સંઘની આગામી જનરલ સભા ધનસુરા મુકામે મળશે ત્યારે મોટી સમાજની મીટીંગમાં ચર્ચા વિચારણા કરીને નક્કી કરી શકાય.

રતિલાલ એલ. પટેલ
(સંઘના ઉપપ્રમુખ)

— ભુજ ખાતે હોસ્ટેલ અને નખત્રાણા ખાતે કન્યા છાત્રાલય બાંધવાનો સૈદ્ધાંતિક સ્વીકાર કર્યો છે. તેમાં કોઇને વાંધો રજુ કરવો હોય તો કરી શકે.જ્યારે કોઈ વાંધો રજુ ન થયો ત્યારે લેવાયેલ નિર્ણયને અમલી બનાવવા. સમાજની સાથે મળી સંઘના કાર્યકરો પ્રયત્નો કરશે.

આજની સભામાં કાર્યોની નોંધ સરક્યુલર દ્વારા તેમજ આપણી સમાજના મુખપત્ર "જાગૃતિ" દ્વારા જણાવીશું. સંઘની દ્વિતીય કારોબારી મીટીંગ દરમિયાન આર્થિક ખર્ચની જવાબદારી અમદાવાદ સમાજના વડીલો તેમજ યુવક મંડળ-અમદાવાદે ભોગવી લેવાનું જાહેર કર્યું છે તે બદલ આભાર.

સભાકાળ દરમિયાન કેટલીક વાર ગેરસમજ દ્વારા તેમજ મતમતાંતરથી મન દુઃખ થયું હોય તો તે ધ્યાનમાં ન લેવા વિનંતિ. આભારી છીએ

અમદાવાદ સમાજ તેમજ યુવક મંડળના ભાઈઓએ સંઘની તન-મન-ધનથી સેવા કરવા બદલ. (પ્રમુખ શ્રી અ. ભા. ક. ક. પા. યુ. સંઘ)

— કારોબારી સમિતિ, આમંત્રિત ભાઇ–બહેનોએ સભામાં ભાગ લઇ સાથ સહકાર આપવા બદલ અખેરાજભાઇ પ્રેમજીભાઇ પટેલ

(મહામંત્રીશ્રી અ. ભા. ક. ક. પા. યુ. સંઘ)

— આવા પ્રસંગો વખતો વખત અમદાવાદના આંગણે યોજાય તેવી... અભિલાષા

કેટલીક બાબતોમાં રજુઆતની અણઆવડતના કારણે જે કોઇને મનદુઃખ થયાં હોય તો... દીલગીરી

— યુવકસંઘે અખિલ ભારતીય ધોરણે યુવાશકિતને એકસુત્રે બાંધેલ છે.

આપ સૌએ સંઘની આ શકિતનું અત્રે બહુમાન કરેલ છે તે બદલ આભારી છું... ઋણી છું.

પ્રમુખ શ્રી અ. ભા. ક. ક. પા. યુ. સંઘ

(ખીમજીભાઇ એલ. પટેલ)

છેલ્લે જનગણમન અધિનાયક જય હે "રાષ્ટ્રગીત" ગાઇ સંઘની મીટીંગની પુર્ણાહૂતિ કરવામાં આવી.

## સમાચાર દર્શન

આપણે તેમજ ઇતિહાસો કયારેય ન સાંભળી કે જોઇ હોય તેવી ઘટની મોરબીમાં મચ્છુ બંધ નં.–૨ ફાટતાં સર્જાઇ જતાં કુદરતે વિકરાળ બની પોતાનાં જ વહાલસોયાંઓને નષ્ટ પ્રાય : કરી દીધાં છે.

આ કાળના ખપ્પરમાં શહેરની વસ્તી ઉપરાંત ઢોર ઢાંખર, બિલ્ડીંગો ઘરો, કારખાનાં, દુકાનો, બેંકો લગભગ તારાજ થયાં છે.

આપણા સમાજના ભાઇઓ પણ ત્રણેક વર્ષથી ધમધમતા અને જાજરમાન મોરબી શહેરથી આકર્ષાઇને ધંધાર્થે અહીં આવેલ હતા. જેઓનાં નામ આ પ્રમાણે છે.

— સાયરા (કચ્છ) ના શ્રી કરમસીભાઈ નાનજીભાઈ જય જલારામ ટીમ્બર માર્ટ
— અબજીભાઇ રતનશીભાઇ સાયરા–વક્ષ શારદા ટીમ્બર માર્ટ
— શીવજીભાઇ કરશનભાઇ વિથોણ (કચ્છ), એસ. એમ. પટેલ એન્ડ કું.

તારાજીના દિવસે કરમશીભાઇ નાનજીભાઇ સાયરાવાળા તેમનાં કુટુંબીજનો સહિત કુલ ૧૧ વ્યકિતઓ હાજર હતાં તેઓ પર પુરનાં પાણી ફરી વળતાં ઘરનાં તમામ સભ્યો તણાઈ ગયેલાં, પરંતુ બાબુલાલ દેવશીભાઈ તેમજ ભરતકુમાર કરમશીભાઇને ઝાડનો સહારો મળતાં અને મોહનલાલ કરમશીભાઇ છીનના છાપરે ચડી જતાં તણાયા બાદ બચી જવા પામેલ છે.

 આપણા સમાજના ભાઈઓ સહિત સમગ્ર મોરબીની પ્રજા શોકાગ્ર છે કુદરતના કોપ સામે માનવી હંમેશાં મુંગો, અસહાય અને લાચાર જ બની જાય છે ભોગ બનેલાં સૌનું દુઃખ અને વ્યથા સમજી શકાય તેવાં છે.

માલ મિલ્કત તેમજ અનેક સ્વજનોની અણધારી વિદાય નો ઘા બચી જવા પામેલ સૌને જીરવવાની કુદરત શકિત આપે પણ એ દુઃખ હવે માત્ર તેઓનુંજ દુઃખ ન ગણાતાં આપણા સૌનું છે તેમ માની સૌરાષ્ટ્ર અને ગુજરાત નહીં પણ આખો દેશ સમભાગી બને તેની સાથે આપણે પણ સમભાગી બની યથાશકિત આપદ્ધર્મ બજાવીએ

કુદરતના કોપનો ભોગ બન્યા છે. તેમની સ્મૃતિને આપણી આસુભરી આંખે વંદના છે.

જલારામ ટીમ્બર માર્ટમાં ભોગ બનેલા રમણીક જેઠાલાલ તેમજ લખમશીભાઇ અબજીભાઇ તો સ્વર્ગવાસી થયા છે. પરંતુ તેમની પાછળ વિધવા પત્નીઓ અને પરિવારજનો અત્યંત નિરાધાર હાલમાં હોઇ તેમના માટે આપણે ખાસ ધ્યાન કેન્દ્રિત કરીએ તો સારૂ.

પુરનો ભોગ બની પ્રાણ ગુમાવેલ વ્યકિતઓનાં નામ નીચે મુજબ છે.

| | | ઉમર વર્ષ | કરમશીભાઇ સાથે સંબધ | |
|---|---|---|---|---|
| — | કુંવરબેન કરમશીભાઇ | ૩૭ | ધર્મપત્ની | સાયરા (કચ્છ) |
| — | સુબોધકુમાર કરમશીભાઇ | ૧૨ | પુત્ર | સાયરા (કચ્છ) |
| — | દમયંતીબેન કરમશીભાઇ | ૧૧ | પુત્રી | સાયરા (કચ્છ) |
| — | જયાબેન કરમશીભાઇ | ૮ | પુત્રી | સાયરા (કચ્છ) |
| — | શાન્તાબેન દેવસીભાઇ | ૧૮ | બહેન | સાયરા (કચ્છ) |
| — | રમણીકલાલ જેઠાલાલ | ૨૭ | કારીગર | વિથોણ |
| — | લખમશીભાઇ અબજીભાઈ | ૩૦ | કારીગર | આણંદસર |

આફત ગ્રસ્ત સૌને કુદરતનો કોપ જીરવાની, વ્હાલસોયાંઓના અકાળ અવસાનથી પડેલી ખોટ સહન કરવાની શકિત તેમજ બેઠા થવાની હિંમત અને મનોબળ આપે તેવી પ્રાર્થના કરીએ.



નામ અને સરનામુ : **પટેલ ચંદુભાઈ રવજીભાઈ**
મુ. પો. હેસાઈપુરા, તા. બાયડ, જિ. સાબરકાંઠા.

હાલનું સરનામુ : તલાટી કમ મંત્રી, જીતપુર
પો. મહાદેવગ્રામ, તા. મોડાસા

અભ્યાસ : વિજ્ઞાનના સ્નાતક, રસાયણશાસ્ત્ર સાથે તથા પ્રથમ એલ.એલ.બી ની પરીક્ષા ગયા વર્ષે પાસ કરી છે. ચાલુ વર્ષે, બીજુ વર્ષ એલ.એલ.બી. નો અભ્યાસ ચાલુ છે.

ઉંમર : ૨૭ વર્ષ

નોકરીની વિગતો : એક વર્ષ રાયપુર માધ્યમિક શાળા, તા જી. ગાંધીનગરમાં ગણિત, વિજ્ઞાનના શિક્ષક તરીકેની ફરજ બજાવેલ છે. છેલ્લાં ત્રણ વર્ષથી તલાટી કમ મંત્રી તરીકેની ફરજ બજાવુ છું.

શોખ : લેખન, વાંચન, પત્રમૈત્રી, ટીકીટ સંગ્રહ, વિગેરે

લેખન પ્રવૃતિની વિગત : છેલ્લાં ઘણા વર્ષોથી જાગૃતિનો નિયમિત વાંચક છું. સમાજમાં યોગ્ય સુધારા વધારા થાય તેવી બાબતોમાં ખાસ રૂચિ ધરાવું છું. તે અંગે તલસ્પર્શી અભ્યાસ અને સંશોધન કરી આપણી જ્ઞાતિ "કાલ આજ અને આવતી કાલ" મૌલિક નિબંધ લખી, કચ્છ કડવા પાટીદાર યુવક મંડળ, ઈન્દોરને મોકલેલ જે નિબંધ પ્રથમ ઈનામ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડયો છે. જે માટે જાગૃતિ માસિકનો ઋણી છું કારણ કે જાગૃતિએ મને સતત પ્રેરણા અને માર્ગદર્શન આપ્યાં છે.